૨૫૯

# જ્ઞાન બોધ પ્રકાશ*

જૂઓ તો આ ન્હાનો સરખો.
નીજ રૂપ સહજ જોઈ હરખો.

**સદાશિવે**

રચ્યો,

તે

ઓરપાડના મૌક્તિક બ્રાહ્મણ.
છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મણીભાઈ હરલાલ મેહેતા.**


**અમદાવાદમાં**

સમશેર બાહાદુર છાપખાનામાં છાપ્યો.

સંવત ૧૯૪૧ શકે ૧૮૦૭

કિંમત ૧ આનો.

## રૂપક

# જ્ઞાનબોધ પ્રકાશ*

### જીવની વ્યાખ્યા

પોતે ચૈતન્ય રૂપ છતાં પોતાનું રૂપ જાણતો નથી અને શરીર તેજ હું, એવું જે માને છે, એનુંજ નામ અજ્ઞાતા, અજ્ઞાન, જીવ, વ્યષ્ટી.

### ઈશ્વરની વ્યાખ્યા.

શરીર તે હું નથી, પણ શરીર મહિલી પોલાણમાં જે રહેલું તત્વ તેજ શરીરને જાણનારો હું, શરીરમાં હોઇને શરીરથી અસંગ એટલે જૂદોછું, એવું સમજની સાથે જાણે છે, એનુંજ નામ સાક્ષી, ઇશ્વર, આત્મા, બ્રહ્મ.

### પરમેશ્વરની વ્યાખ્યા.

શરીરની પોલાણમાં રહીને શરીરને જાણનારો હું બ્રહ્મછું, પણ શરીરની બાહારની પોલાણમાં ચૈતન્ય રૂપ વ્યાપક પરબ્રહ્મ છે તેનાથી (હું બ્રહ્મ જૂદોછું એવું જે જાણુંછું, એ મારૂં અજ્ઞાન છે ) હું બ્રહ્મ જૂદો નથી; હું અને એ એકજ રૂપ છે, આવા નિશ્ચયની સાથે સમજીને જોડાઈ જવું એટલે ઐક્ય થવું, એનુંજ નામ સમબુદ્ધિ એટલે સમાધિ છે. અને સમ-

બુદ્ધિમાં હું અને તું એવો તો બિલકુલ ભાવજ નથી તેથી ત્યાં હું તું કહેવાવાળો જૂદો ભાવ હોતો નથી માટેજ સમજ્ઞાનરૂપ સ્વપ્રકાશ સ્વરૂપ, એનુંજ નામ નિ-ર્વિકલ્પ, નિર્વાચ્ય, નિર્ગુણ. નિરંજન, નિરાકાર, અવિ-નાશી, ઘન ચૈતન્યરૂપ સમ પરબ્રહ્મ, પરમાત્મા સ્વરૂપ.

## સચ્ચિદાનંદસ્વરુપ.

*શાંત નિર્મળ નિરંજન અખંડ એકરસ સ્વપ્રકાશ ચૈતન્યરૂપ વ્યાપક (ભરપુર) નિરાકાર સમ પરબ્રહ્મ પરમાત્મા ઘન જ્ઞાન રૂપ

*ચિદાકાશ ઘન જ્ઞાન રૂપ આકાશ તેજ. સમષ્ટિ ઇશ્વર વ્યાપક (ભરપુર) શ્રુતિ "આકાશ: શરીર બ્રહ્મ:"

વ્યાપક બ્રહ્મમાં એટલે આકાશમાં રહેલા અનંત બ્રહ્માંડ ગોળો અને તે ઉ-પરની સૃષ્ટી તે સઘળા વ્યષ્ટી--જીવો.

# श्री

# ॐ परब्रह्म परमात्मने नमः

## प्रार्थना.

રાગ—મારૂ.

મ્હારે કોઇનું નહીં કામ, મ્હારો સલ્હાકાર છે રામ.
રામ કરાવે તે હું કરૂં, વાત મન સાથે હું ધરૂં.
ગુરૂ શિષ્ય ભાવે હું જૂદો, સાક્ષિત્વાતિત નથી જૂદો.
રામ નિર્ગુણ નિરાકાર, જ્ઞાન ભરપૂર ને અપાર.
સઘળે પ્રસરી રહ્યોછે રામ, રામ વિના ન ઠાલો ઠામ. ૫
રામ ચૈત્તન્યરૂપ પ્રકાશ, તેનું શરીર છે આકાશ.
રામ સગુણ રૂપે સમષ્ટી, તેના પેટમાં રહ્યા તે વ્યષ્ટી.
રામ સમર્થ છે સહુનો બાપ, રામ નામથી જાએ પાપ.
રામ મૂર્તિનું ધરવું ધ્યાન, તેતો આપશે તારક જ્ઞાન.

## ધ્યાન અને માનસિક પુજા.

રાગ—ઉપર પ્રમાણે.

કહું ધ્યાન ધરવાનો પ્રકાર, ફુરસદે કરજો વારંવાર. ૧૦

દેહમાં વિચારવાનું જે સ્થાન*, ત્યાં એક ચિત્તે ધરવું ધ્યાન.
મંનથી મૂર્તિ બે ઉભી કરવી, તેમાંની એક દેવની ગણવી.
બીજી મૂર્તિ રહી તે ત્હારી, તેણે પૂજા કરવી બહુ સારી.
દ્વૈત ભાવે ઇશ્વરથી જૂદા, માટે કરવી માનસિક પૂજા.
મંનથી કરવા બહુ કાલાવાલા, માફી માગું બાપ દયાળા. ૧૫
દેહ મ્હારો નથી પણ ત્હારો, માટેબાપ છે તુંજ અમારો.
દ્રશ્ય વસ્તુને કહુછું મ્હારી, તેતો વસ્તુ છે સઘળી ત્હારી.
આવી રીતે તન ને ધન, કરવું મંનથી અરપણ.
ભક્ત આધિન છે મ્હોટો બાપ, વેદે કહ્યું ન તેનું માપ.
મ્હેનત કરી ન જાય નકામી, કરતાં ચૂકો તેટલી ખામી. ૨૦

---

*મસ્તકમાં એટલે માથા ઊપર તાળવાનો ખાડોછે, તે જગ્યાએથી નીચલી બાજુ તરફ એટલે ગળા તરફ એક લીંટી ખેંચીએ અને ભ્રમધ્યે જે જગ્યાએ ચાંલ્લો કરીએ છીએ તે જગ્યાએથી આડી લીંટી ખેંચતાં, બે લીંટીના છેડા જે જગ્યાએ એકઠા થાય તે જગ્યાએ એટલે માથાના માહેલા ભાગમાં.

તાળવાનો ખાડો.

ભ્રૂમધ્ય ૦——૦ ધ્યાન ધરવાનું સ્થાન.

બોલીને કરવું ન આ કામ, મંને મંનને મનાવ્યાનું કામ.
કોઈ કાળે ભાવના ફળશે, સાક્ષાત રૂપે ત્હને મળશે.
જે માગશે તે તે દશે, તેમાં બાકી કાંઇ ન રહેશે.
પૂર્ણ ભાવથી કરજો ભક્તિ, અંતે માગી લેજો મુક્તિ.
સગુણે સગુણ માનવું રૂપ, તું પોતે છે મૂર્તિરૂપ. ૨૫
નહિં કરવી મૂર્તિની નિંદા, કરોતો થાશે તમારી નિંદા.
દેહના સુખ દુઃખ જો માનો, તો રામ સગુણે પ્રમાણો.
સ્થીર ચિ-તે ધરજો ધ્યાન, બીજી વાત ન ધરશો કાન.
નિશ્ચય વાત માનજો મ્હારી, અનુભવી જોતાંતો સારી.
કહું ધારણા ધરવાનો પ્રકાર, અનુંભવી જોવામાં છે સાર. ૩૦

## ધારણા અને અનન્ય ભક્તિ,

ધ્યાનથી મંન સ્થીર થાય, ત્યારે મંનનેજ મરાય;
મંન મ્હારૂં નથી પણ ત્હારૂં, હર્ષ સોક નહીં હું માનું.
મંન છોડીને થાવું શરણ, તેથી મંન થયું અરપણ;
તોપણ રામથી જૂદો રહ્યો, તેથી તેનો હું શાક્ષી થયો.
મંન માર્યાથી થયું કામ, ત્યારે પ્રગટયા આત્મારામ. ૩૫
મેં બુદ્ધિથી કર્યો વિચાર, મુક્તિ માગવામાં છે સાર;
ક્ષમા કરોરે મોટા બાપ, જન્મ મરણનાં દુઃખ કાપ.

હું તું છૈયે કેમ જૂદા? તું છતાં, પડી કેમ આપદા?
રામે તારક જ્ઞાન કહ્યું, છાતી સાથે બઝાડી કહ્યું.
શરીર સંબંધે હું તું જૂદા, તેથી પડી ત્હને આપદા.
હું ઘન જ્ઞાન રૂપ અપાર, તેમાં ત્હારાપણું ન લગાર.
તું મ્હારે ઠેકાણે નથી, ખોટું હું પણું બેઠો ધરી;
એવું કહીને મ્હને ઉડાવ્યો, વાયુ સંબંધથી છોડાવ્યો.
ત્યાં હું હું નહીં બોલાયું, તેથી હુંપણું ત્યાં ખોવાયું.
એમ અજ્ઞાનનો કીધો નાશ, પોતે થયા જ્ઞાન પ્રકાશ.
પાછું રૂપ ધરી બોધ કીધો, જૂદા ભાવથી છોડાવી દીધો.
જ્ઞાન કાળે છૈએ હું તું એક, સમ જ્ઞાનરૂપ છે મહેશ.
પોતે પોતાનું રૂપ જોશે, જૂદું કહેવાનું તે ખોશે.
આ અનુભવ ત્હને બતાવ્યો, ખરો શાક્ષાતકાર કરાવ્યો.
ધારણા ધરવાનું આ ફળ, ત્યાંહાં હુંનો ન્હોતો મળ.
મેં ત્હારૂં તું પણું બાળ્યું, જન્મ મરણનું દુઃખ ટાળ્યું.
મ્હારા જેવો હતો તે થયો, નિજ રૂપમાં ભેળાઈ ગયો.
આવી રીતે નિશ્ચયથી રહેવું, નીજ રૂપથી જૂદા ન રહેવું.
નહીં છતાં તું હતો તે ગયો, તેથી હું તારે ઠેકાણે થયો.
એમ કહી બતાવ્યું રૂપ, પોતે વિશ્વ સમષ્ટી સ્વરૂપ.
હું નિર્ગુણ નિરાકાર, જ્ઞાનરૂપ ઘન અપાર.

વિશ્વરૂપ છે સઘળું મ્હારૂં, સગુણ રૂપે છે સર્વે સારૂં.
છે સર્વેનું એકજ રૂપ, ચિદાકાશ જ્ઞાન સ્વરૂપ.
એક રૂપે સઘળાંને જોવાં, દ્વૈતભાવે જૂદા નવ જોવાં.
દ્રઢ નિશ્ચય ધરી રહેવું, વિશ્વાસે અનુભવી લેવું.
આનું નામ અનન્ય ભક્તિ, આત્મ નિવેદનની જુક્તિ.
આ સમાધાનની છે રીત, અદ્વૈત થવાની આ રીત.
આગળ કહીશ સમાધી પ્રયોગ, વિયોગ જઇને થાશે યોગ.
હું તુંમાં રહ્યા છે દ્વી અર્થ, એમાં સાંખ્ય યોગનો અર્થ;
આવું સમજીને જે રહેશે, કરતા નિરાકાર ન કહેશે.
કર્ત્તા નિરાકાર કહી ખરાડે, સમજયા વિના માથાં પછાડે.
દ્વૈત ભાવે હરી જુવે જૂદા, તેનાથી તે જૂદા ને જુદા.
કરે દ્વૈતથી નિરાકાર ભક્તિ, તેની કયાંથી થવાની મુક્તિ.
દ્વૈત ભાવને પેહેલો બાળો, નીજરૂપ પોતાનું ભાળો.
શરીર રાખીને જાવું મરી, પછી રહેશે તે વસ્તુ ખરી.
મૂવો[૧] મૂવાની ગત જાણે, જીવતો[૨] બીજાને વખાણે.
શેકયું બી વાવે નહીં ઉગે, હું પણું ગયું તે નહીં ફૂટે.
શેકયાં બીમાં હોય મીઠાશ, અદ્વૈતમાં છે સર્વાવાસ.

---

૧ જ્ઞાની. ૨ અજ્ઞાની.

પોતે ખોટો ઠરી થાય ખરો, તેનો કદી કાળે ન મરો.
હુંપણું ખોયાનું મ્હોટું કામ, પછી રહેશે આત્મારામ.૭૫
સમજુ વિશ્વથી જૂદા ન રહેશે, વસ્તુ જોઈ રામ નામ લેશે.
અનન્ય ભક્તિ સર્વથી સારી, અનુભવી જુઓ વિચારી.
સમજીને રહેવામાં છે સુખ, અણસમજુને હોએ દુ:ખ.
પોત પોતાનો અનુભવ ફળશે, બીજાને[3] તે ક્યાંથી મળશે.

## સમ બુદ્ધિ (સમાધ) અને પરાભિક્ત.

દવાધી છો દવ દયાળ, હું છું દાસ તમારો બાળ. ૮૦
તમે મૂર્ત રૂપે બોધ કીધો, સાક્ષીત્વાતિત કહી દીધો.
એથી ઘોટાળામાં હું પડયો,હજુ રસ્તો ખરો નહીં જડયો.
શરીરે કરી થાય વ્યવહાર, તેનો હું છું જાણનાર.
દહમાં વાયુ રહિત હું રહું, પોલ અંધારા રૂપે છઊં.
ન્હોય મૂર્તિનું ત્યાં ભાન, માત્ર જાણવાનું છે જ્ઞાન. ૮૫
જ્ઞાને કીધા કાલાવાલા, તેથી પ્રગટયા દવ દયાળા.
જ્ઞાન રૂપે હરી[1] ત્યાં મળ્યા, બંને ઐકય થવાથી ભળ્યા.

---

૩ બીજા એટલે અજ્ઞાન ભાવથી રહેલા જૂદા તે.
૧ ચિદાકાશ.

(પછી)થયો વાદળ રૂપ ઉજાસ, ફાટી થયો નિર્મળ કાશ[૨].
શાંત નિર્મળ ચિદાકાશ[૩], ચૈતન્ય રૂપ સ્વપ્રકાશ.
કલ્પના વિનાનું છે ધામ, અવાચ્ય અવિચળ નામ. ૯૦
નીરવયવ નિર્વિકારી, પરમ સુખ છે આનંદકારી.
અરૂપ અજન્મ અનામી, બોલીએ એટલી છે ખામી.
શ્વાસ વિનાનું છે ધામ, પણ એ ભાનનું નહી સ્થાન.
દેહ સૃષ્ટીનુ નહીં ભાન, સમ જ્ઞાતા જ્ઞાનવાન.
આનું નામ સમાધિ પ્રયોગ; વિયોગ છુટતાં થયો યોગ.૯૫
વ્યતિરેક જ્ઞાનની આ રીત, સત્ય છે સાક્ષીત્વાતિત.
અનુભવે અપરોક્ષ જ્ઞાન, મિથ્યા વિશ્વનું સાક્ષી જ્ઞાન.
આ સ્થિતી થોડો કાળ રહે, પણ અનુભવ જતો ન રેહે.
આ અનુભવની નીશાણી, મેળવીં લેવી એ એંધાણી.
સ્થિતિ કાળે કહ્યું નવ જાએ, દ્વૈત ભાવે કરી કહેવાએ.૧૦૦
પાછું શરીરનું થાએ ભાન, એનું નામ અન્વય જ્ઞાન.
જ્ઞાન થયા પછીની ભક્તિ, તે કહેવાય પરાભક્તિ.
કહી સ્થિતી સદોદિત ધરવી, કદી કાળે નહીં વીસરવી.

---

૨ નિર્મળ પાણીના રંગ જેવો સ્વચ્છ પ્રકાશ.
૩ ચૈતન્યરૂપ પ્રકાશ.

દ્રઢ વિશ્વાસ રાખી રહેવુ, સાક્ષીત્વાતિત થઈ સેહેવું.

(જેમ) સ્વપ્નમાં હોય જાગૃતિ જ્ઞાન, થાય સુખને દુઃખ સમાન. ૧૦૫

(તેમ) જાગૃતિમાં હોય વ્યતિરેક જ્ઞાન. હર્ષ શોક સર્વસમાન.

હું પણું થયું બ્રહ્માર્પણ, સઘળું થાએ બ્રહ્માર્પણ.

નિરિચ્છુથી થાય વ્યવહાર, તેમાં બાધ ન આવે લગાર.

જ્ઞાનમાં અજ્ઞાનનો નાશ, જ્ઞાનીનો છે સર્વાવાસ.

જગત દેહનું ત્હેને ન ભાન, ઘન જ્ઞાન રૂપ જ્ઞાનવાન. ૧૧૦

હોય અનિયમિત વ્યવહાર, તેનો કહેતા ન આવે પાર.

તેને લોક ગમે તેમ કહેશે, પોતે આનંદ રૂપ રહેશે.

દ્રઢ અભ્યાસે સ્થીતિ હોએ, વીરલા તે કોયક હોએ.

દ્રઢ અભ્વાસે દ્રઢતા આવે, વળગી રહ્યાથી તેમાં ફાવે.

હુંનો ગાંઠ છોડીને વળગો, કહીં કાળે ન રહેશો અળગો. ૧૧૫

જ્ઞાન બોધછે આનંદકારી, કહેછે આલમ દુનિયાસારી.

મહા વદી ચૌદસ ભૃગુવારી, (સાલ) ૧૯૪૧ સુખકારી.

પૂર્ણ એ તીથિએ બોધ કીધો, હુંનો મળ છોડી મેં દીધો.

જ્ઞાન બોધ કરતાનું નામ, સદાશિવ દેહનું નામ.

મ્હને નથી દેહ અભિમાન, હર્ષ સોક છે બેહુ સમાન. ૧૨૦

શરીર સાથે છતાં છું અસંગ, સદાશિવ રૂપ અવ્યંગ.

મ્હારાં કોઈ નહીં મા બાપ, હું વિનાનો અજન્મા અમાપ.
સદ્ગુરૂએ ઉપદેશ્યું મ્હને, જ્ઞાનબોધ કહું સરવને.
કોઇ કહેશે કર્યું આલ વાલ, એમાં શું કીધું બહુ સારૂં.
શબ્દ જાળનુ નહીં અહીં કામ, જાળ બાળવાનું આ ઠામ.
લાંબો રસ્તો બતાવે તે ખોટો, ટૂંકામાં કહે તે સાધુ મ્હોટો.
પરમ અર્થ જાણવાનું કામ, અનાડીસું ન પાડવું કામ.
સમજાય તો સમજી રહેવું, નહીંતો સાધુને પૂછી લેવું.
જેને મોટાઈનુંછે માન, નહીં તેને અનુભવી જ્ઞાન.
ડોળ ધરે વિદ્વત્તાનો મોટો, કરે શબ્દ અર્થ તે ખોટો.૧૩૦
લંબાણે નાખ્યા ઘૂંચવી મારી, ન કહી વાત ટૂંકામાં સારી.
ટૂંકામાં કર્યો બોધ પ્રકાશ, મોટો વેદોક્ત ધર્મ પ્રકાશ.
વિષ્ણુ બ્રહ્મચારી રૂપે કીધો, આલમ દુનિયામાં લાવી દીધો.
સઘળાં જ્ઞાનનાંછે અધિકારી, જન જાતીનાં નર નારી.
એમાં કરશે જે મારા મારી, તે હોય સદા અવિચારી. ૧૩૫
કૃપા કરો દયાળું બાપ, સૌના મંન ગૃહી થાઓ આપ.
કૃપા દ્રષ્ટી ત્હમારી હોવી, આલમ દુનિયા સુખી હોવી.
સદાકાળ છે મ્હારી સ્તુતિ, હું વિનાની છે અનન્ય મતિ.૧૩૮

**समाप्त.**

# भक्ति अने बोधनां पद.

द्वैत भक्ति*. पद १ लुं राग मारु.

(आ)म्हारा नाथ छुपी कां बेठा रे, तुं केम नथी दरशन देतो रे. टेक.

भूख तरस वेठुं त्हारे माटेरे, शिव शिव भजूं दीन रातरे. म्हा.
तन मन धन[1] छे सरवे त्हारूंरे, मनडुं लागी रह्युं छे म्हारूंरे. म्हा
भक्त वत्सल भगवंतरे, दर्शन आपी आणो अंतरे. म्हा.
कृपा करो दिनानाथरे, मज राखो त्हमारी साथरे. म्हा.
सदाशिवनी छे विनंतिरे, प्रकट थइने आपो मुक्तिरे. म्हा.

## विश्व अने विश्वेश्वरनुं दर्शन

## अने अनन्य भक्ति*.

पद २ जुं--राग मारु.

सद्‌ गुरु ज्ञान रुप, निर्गुण रुप अरुप. १४५
निरंजन निराकार, भरपूर सदा अपार.

---

*शरीर तेज हुं माटे इश्विरथी हुं जुदो, एवुं मानीने पोताना शरीरनी पच ज्ञानेंद्री अने पंच कर्मेंद्रीए करी, अने पोताना मंने करी व्यष्टी जीव इश्विर भक्ति करे ते.

१ पंच वीषय रुपी जगत.

* शरीर, इंद्रीने मंन ते हुं नथी पण ए सघ-

સગુણાકારે વિશ્વ રૂપ, જૂદા નામે જૂજવાં રૂપ.
જયાં જોઉં ત્યાં તો તું છે, તું વિના બીજો કો નહીંછે.
તું બોલે ચાલે ને સૂણે, રડે હસે ને બહુ ગુણે.
ખાએ પીએ ને તું સૂએ, સઘળું જાણે ને વળી જૂએ.
કર્મ કર્તા અકર્તા અનાદિ, તારો મર્મ ન જાણે પ્રમાદી.
જયારે દેહાભિમાન મેં છોડયો, ત્યારે ભકિત ભાવમાં દોડયો.
જોઈ જોઈ કર્યો મેં વિચાર, મજ શરીર નહીં વિશ્વ બ્હાર
શરીર સ્થીર રાખી હું બેઠો, હુંનો પાર કાઢવા પેઠો.
પાર કાઢવા ગયો જયારે, હું હાથ ન આવ્યો ત્યારે. ૧૫૫
વિચારથી પડયું સવળું, જૂદા ભાવથી હતું અવળું.
જૂદા ભાવનો કર્યો નાશ, ઐકય ભાવે જ્ઞાન પ્રકાશ.
હુંપણું જોતામાં તો ગયું, શા માટે વિશ્વરૂપ થયું.
જુદા ભાવે હું હતો જીવ, માટે વિશ્વ રૂપ થયા શિવ.
કરીને રહે અળગો શિવ, માની લે હર્ષ સોક જીવ. ૧૬૦
અજ્ઞાન ભાવે હું હતો એમ, જ્ઞાન ભાવે જેમનો તેમ.
ઐકય ભાવમાં છે સદા સુખ, કોઈ કાળે નહોએ દુઃખ.
સદાશિવ છે આનંદ કારી, નિશ્ચય વાત માનજો મારી.

---

બાનો હું સાક્ષી, ઇશ્વરથી જુદો નથી એમ સમજી વ્યષ્ટી ઈશ્વિર સમષ્ટી ઈશ્વિરની જે ભકિત કરે છે--ગુણ ગાય છે તે.

## પરાભકિત× (જ્ઞાનોત્તર કાળની ભકિત)

પદ ૩ જું--રેખતો.

હું નથી પણ, છે બ્રહ્મરે,
બ્રહ્મથી થયું બ્રહ્માંરપણરે. ૧૬૫
હર્ષ સોક છે, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦
માન અપમાન, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦
લાભ હાનિ, સૌ બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦
ખાન પાન છે, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦
બોલ ચાલ છે, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦ ૧૭૦
છે સઘળાં, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦
થાય જે સઉ, બ્રહ્મનુંરે—બ્રહ્મથી થયું૦
થશે ને થયું, તે બ્રહ્મનુંરે—બ્રહ્મથી થયું૦
જપ તપ છે, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦
ધ્યાન જ્ઞાન છે, બ્રહ્મનાંરે—બ્રહ્મથી થયું૦ ૧૭૫
વિશ્વરૂપ છે, બ્રહ્મનુંરે—બ્રહ્મથી થયું૦
હું નથી પણ કહે છે બ્રહ્મરે—બ્રહ્મથી થયું૦

---

×હું સાક્ષી એટલે વ્યષ્ટી ઇશ્વર નથી, અને જે છે તે તેજ છે, એવું સમજ્યા પછી સૃષ્ટિ સાથે ઐકય રેહેવાના સ્મરણથી જે વ્યવહાર થાય છે તે.

**બોધ રૂપ**—પદ ૧ લું—રાગ કાફી.

મત ધરીયો અભિમાન, જીવડા, મત ધરીઓ અભિમાન. ટેક
મૂળ રૂપકા ભેદ ગીનતહો, ત્રીપુટી જીવકો જ્ઞાન—જીવડા૦
લક્ષચોર્યાશી ફેરા ફિરોગે, ફિર પાવેગા નામ—જી૦ ૧૮૦
દેહકું દેખન હારહી જૂદા, મત ધર દેહ ગુમાન—જી૦
જાગૃત પનમેં સુખ દુઃખ ગીનતા, નિંદમેં સબહી સમાન જી૦
સ્વપ્નકાતો ઓર રંગ ન્યારા, તુરીયાસેં સુખ ધામ—જી૦
એ જગ સબહી શિવ રૂપહે', ધરલો પ્રભુજીકો ધ્યાન—જી૦
પ્રભુ કૃપાસેં પાર પાવેગા, દેખો આનંદકો ધામ—જી૦ ૧૮૫
સદાશિવ રૂપ યુંકર બોલે, છોડો દેહ અભિમાન—જીવડા૦

**પદ ૨ જું.**—રાગ જંગલો.

માયા મોહ જાળમાં, તું ફસી રહ્યોરે—ટેક
મ્હારૂં ત્હારૂં કરતાં, દેહ છોડી જાવુંરે—માયા૦
દેહ ન થશે તહારો, તો કોણ સાથીરે—માયા૦
છે દેહથી દેહી જૂદા, તું સાક્ષી ભૂતરે—માયા૦ ૧૯૦
મૂળ કારણ શિવ તે, નિમિત્ત સમષ્ટીરે—માયા૦
કાર્ય સમષ્ટી સૃષ્ટિ છે, તેમાં તું વ્યષ્ટિરે—માયા૦
સદા શિવ રૂપ. તેને બીજું નથીરે—માયા૦
તેમાં સમષ્ટી વ્યષ્ટી ને તું, સાક્ષી નાહીરે. માયા૦
સદાશિવ મંગલ, સચ્ચિદાનંદરે—સદાશિવ૦ ૧૯૫
શિવ શિવાય બીજું, નથી સત્ય કાંઈરે—સદાશિવ૦
એવા તમો રહો, સદા શિવ રૂપરે—સદાશિવ૦

**પદ ૩ જું**—રાગ પરજ.

વિચારીને તું જોનીરે, શરીર પીંજરૂં તું નથી—ટેક
શરીરને તું હું કરી માને, એ ત્હારૂં અજ્ઞાન.
જન્મ મરણ ફેરાનું બીજ જે, ત્હારૂં દેહ અભિમાન. વિ.
દેહમાં રહીને દેહથી જૂદો, તું છે આકાશ રૂપ.
દેહાભિમાનનો ભાવ મટે ત્યારે, થાય તું સાક્ષી રૂપ. વિ૦
આકાશમાં જ્યારે વાયુ લે ત્યારે, થાએ સ્ફુરણા હું.
વાયુનો જ્યારે નાશ કરે ત્યારે, નથી કહેવાતું હું.
હું તું ના તું ભાવ વગરનો, સચ્ચિદાનંદ સ્વરૂપ. ૨૦૫
વ્યાપક ભરપૂર છે અવિનાશી, ચૈતન્યમય જ્ઞાન રૂપ. વિ૦
સમ બુધ્ધિના ઐક્ય ભાવથી, રાખો દ્રઢ વિશ્વાશ.
અજન્માને જન્મ નથીં, તો શાનો કરવો નાશ. વિ૦ ૨૦૮

# समाप्त.

## गुरुगीता मध्येनोश्लोक.

ब्रह्मानंदंपरमसुखदंकेवलंज्ञानमूर्तिं॥
द्वंद्वातीतंगगनसदृशंतत्वमस्यादिलक्ष्यं
एकंनित्यंविमलमचलंसर्वधिसाक्षीभूतं॥
भावातीतंत्रिगुणरहितंसद्गुरुंतन्नमामि

# જાહેર ખબર*

સત્ પુરૂષ વિષ્ણુબાવા બ્રહ્મચારીનાં રચેલાં, વેદોક્ત ધર્મ પ્રકાશ, વિગેરે પુસ્તકો મળતાં નથી. સબબ આ સત્પુરૂષનો વેદોક્ત ધર્મ પ્રકાશ બ્રિજ ભાષામાં વિસ્તારથી થયલો છે ને તેમાં સુખદાયક રાજ્યપ્રકરણ અને સહજ સ્થિતિ નિબંધનો સમાવેશ કરેલો છે. તે પ્રમાણે સરળ અને શુદ્ધ ગૂજરાતી ભાષામાં અનુભવી પુરૂષના હાથથી તૈયાર થાય તો, વાંચનારાઓને મોટું લાભકારક થઈ પડે અને ધર્મની બાબતમાં એવા પુસ્તકની ઘણી જરૂર છે. પરંતુ એ કામ શ્રમ અને મૂલમાં ભારી માટે ૫૦૦ પ્રતના ગ્રહાકો મળી આવે તોજ તે બાબતનો આરંભ કરાવવાનો વિચાર છે. માટે જેટલી પ્રત લેવી હોય તેટલીને માટે જીજ્ઞાસુઓ પોતાના નામ ઠામની સૂચના કરશે તો અમે ઉપકાર માનીશું. આ પુસ્તકની દર પ્રતની કિંમત પાંચ રૂપીઆ પડશે.

એ મહાત્માનો રચેલો ભાવાર્થ સિંધુ ગ્રંથ મરાઠીમાં છે તેનું ગૂજરાતી ભાષાંતર કરાવવા માંડયું છે. તેના અગાઉથી થનાર ગ્રાહકને આઠ આના અને પાછળથી થનારને દસ આના કિંમત પડશે.

એ મહાત્માએ ચતુ:શ્લોકી ભાગવતનો ગૂજરાતીમાં અર્થ કરેલો તે અમે છપાવ્યો છે, એની કીંમત એક આનો છે.

**મણીભાઈ હરલાલ મેહુતા**

મુંબાઈ, કાલવાદેવીના રસ્તાપર

નારાયણ ડાભોલકરની વાડીમાં.